મુંબઇમાં એકે અવાજે વખણાયેલી

# Peg O'the Ring.



સરકસની શાહજાદી યાને

## સાવકી માતાનો સીતમ !

૪૦૦૯૦ ફીટ લાંબા ફીલમ—કીંમત ૦—૧—૬ પાઇ.

વીનસ સીનેમા-સ્ટેશન, રોડ—સુરત.

# સુરતી સેહેલાણીઓ તેમજ સુરત

# શહેરના જાણીતા ડાકટરોની

# ભલામણથી દરદીઓ

# ફકત

# દીનશા કંપનીનોજ

સોડા, લેમન, રાસબરીજી

વીગેરે પીએ છે હલકો માલ પીને દુઃખી થશો નહીં.
જો તંદરૂસ્તી સાચવવી હોય તો ફકત **દીનશા
કંપનીનાંજ** સ્વચ્છ પીણાં જ્યાં જાવ ત્યાં માંગજો.

# સરકસની શાહજાદી

અથવા

## સાવકીનો સીતમ.

## ભાગ ૧ લો.

છુપાં લગનની કાંહણીઃ— નીરદોશ બાળકનો રખડાટ! વાઘના પંજાનો ભોગ! સરકસની શાહજાદી પેગ! તેણીની જોવા જોગ કસરતો અને અઠંગ ઘોડેસ્વારી!

ડા૦ લુંડના સરકસમાં પાર્ટ કરતી એકટરેસ લા બેલ; સરકસના માલેક છુપેથી પરણેલી જણાય છે; તેણી, સંસારી હાલતમાં હોવે પોતાના લગન જાહેર કરવાનું કહે છે; મગર લુંડ કાકાની એક બીજી પર નજર હોવે "જરા થોભી જા, ડીયર" કહી તેણીને હંમેશાં ઉઠાવ્યા કરે છે.

સરકસમાં જંગલી જાનવરોપરનો તેણીનો કાબુ એક અતી જગજાહેર બીના હતી; અને તેજ સરકસમાં ઘોંગીનો ભાગ કરતો, તથા લા બેલપર દુરથી મરતો ફલીપ તણીને અવીક્રાલ જાનવરોથી ખુબ સંભાળવાનું જણાવતાં તેઓ કોઈ દીવસ તારો જીવ લેશે, એમ કહે છે. અફસોસ! ટુંક વખતમાંજ તે આગાહી ખરી પડે છે; અને વીક્રાલ વાઘોના પંજાનો શીકાર થઇ પડી તેણી મરણતોલ જખમી થાય છે; અને ઓસ્પીટલમાં એક છોકરીનો જન્મ આપ્યા બાદ બે કલાકમાં તણી મરણ પામે છે; ડા૦ લુંડે, સેવટ સુધી તેણીને પોતાની હકદાર પરણેતર તરીકે સ્વીકારેલી ન હોવે, મરતી વખત તણી પોતાની છોકરીને ફલીપનાં સ્વા

ધીનમાં આપતાં, એક હકબંધ કાગળ આપી, તેની છોકરી પેગ, ડૉ૦ લુંડની હકદાર છોકરી હતી–તેના દસ્તાવેજી પુરાવા તથા લગનની સરટીફીકેટ, મજકુર કાગળમાં મલેલો હોવાનું જણાવી, તે કાગળ પેગને તેણીના અઢારમા વરસની સાલ ગ્રેહપર આપવાનું કહે છે.

ડૉ૦ લુંડની સાથ છુપેથી પરણેલી તેની હકદાર ધણી યાણી લા બેલનાં મરણ પામવાને અઢાર વરસ પસાર થઈ જાય છે; અને ફલીપની એક બાપ જેવીજ કાલજીભરી સંભાળ તળે જવાનીના જોબનમાં ખીલતા આ ખુબસુરત પેગ, પોતાની શરકસ માહેલી અઠંગ ઘોડેસ્વારી તથા કસરતાથી તમાસબીનોને છક્ક કરી નાખી, સરકસની શાહજાદીનો વાજબી એલકાબ પામેલી જણાય છે.

---

## ભાગ ૨ જો.

### ડૉ. લુંડ (મોટા) નો સાવકો છોકરો ડૉ. લુંડ. (નાનો)!

લુંડને ત્યાં પાર્ટી! પેગના હાથની લુંડ માગણી કરે છે! તેટલાં પેગને ફીકરૂં ને ગભરાટ!! રેહવે ટરેન અને મોટોર વચ્ચે સરત! ચાલતી ટરેનપર જીવના જોખમનો કુદકો!!

બીજી સાથપરણેલો ડૉ લુંડ સરકસનો કારભાર મેનેજરના હાથમાં સોંપી પોતાની ડાકટર તરીકેની પ્રેકટીસ પણ છોડી દેય છે; અને તેની બીજી બઈરીનો છોકરો, જે પોતે પણ એક ડોકટર હતો, અને તેણે પોતાની માતાની સમજાવટથી, ડૉ. લુંડ [વડા) ની પ્રેકટીસ સંભાલે છે.

એક દીને ડો. લુંડ. (વડો) પોતાના સરકસનાં સઘળાં ખેલાડીઓને પોતાને બંગલે પાર્ટી આપે છે; ડો૦ લુંડની આગલી બયરી લા બેલનું એક કાગલ હાલની મીસીસ લુંડને મલે છે; અને, અધુરામાં પુરૂં, આજની પાર્ટીમાં પેગને જોતાં, મરનાર લા બેલ સાથનું તેણીનું અચુક મળતાપણું તેણીનાં ધ્યાનમાં તાબડતોડ ઉતરી જાય છે; અને શક ખાઈ ગયલી આ સ્ત્રી પોતાના ખાવંદને સવાલ કરે છે; મગર તેના ઉડાવનારા જવાબથી આ બાઈની ઉત્કંઠા નરમ પડતી નથી· પેગની મરનાર માતાને રાતના બારને સુમારે વાઘે ફરડેલી હોવે, તેણીની આ બેટીને દરરોજ રાતના બારના અમલે ફીફરૂં થવાનો જન્મથીજ વારસો મળે છે; અન એ રીતે દરરોજ બારનાં સુમારે આ ખુબસુરત છોકરી, ગોયા એક દોજખની ડાકણનાજ રૂપમાં બદલાઇ જતી માલમ પડે છે.

ડો૦ લુંડને ત્યાંની આ પાર્ટી મધે ડો૦ લુંડ (નાનો) ખુબસુરત પેગને પહેલીવાર જોતાં સમેટ, તેણીની મોહબતમાં પોતાની સર્વ સુધ્ધી ખોહી બેસે છે; વેલ ખુબસુરત પેગને જીગરમાં પણ આ જવાન માટે નરમ નરમ લાગણી પેદા થાય છે; એકાંત વાતચીતનો મોકકો મળતાં ડો૦ લુંડ (નાનો) પેગના હાથની માગણી કરે છે; અને પેગ જવાબ દેય તેટલાંમાં તેણીનો જન્મ વારસો, ફીફરૂં, ઉભરો આવ છે એક; વાઘણની અડાથી પેગ મીસીસ લુંડના ટોટે બાજે છે; ડો૦ લુંડ (નાના) ને પણ તેણી એજ કીસમે અરધો કરી નાંખે છે; સઘળે સઘળો ગભરાટ મચી રહે છે; મગર તેટલાં તેણીનો પાલક બાપ ફ્લીપ આવી લાગી તેણીને ઉંચકી લઇ પેગનાં આ ફીફરાંનાં કારણનો ખુલાસો કરે છે.

ગરીબ બાપડો લુંડ નાનો! તેના અફસોસનો પાર રહેતો નથી; મગર તે છતાં "જમે તે થાય—મારે એજ છોકરી સાથ પરણવું છે" એમ, તે પોતાના સાવકા બાપ ડો૦ લુંડ મોટા ને કહે છે ફોફરાની બેસુધ્ધીમાં પડેલી પેગને લઈ સરકસ ટરેન ઉપડી જાય છે; અને પોતાનાં આ મનની સુરતની નજદીકમાંજ રહેવા માટે ડો૦ લુંડ (નાનો) પોતાની મોટોરમાં ટરેનની પુઠે ગરદનભાંજક ઝડપે નીકલી જઇ—પોતાના જાનના જોખમે ચાલતી ટરેનપર ચહડી બેસે છે.

---

## ભાગ ૩ જો

સરકસમાં માણુસો ડો૦ લુંડને ચાલતી ટરેનપરથી ફેંકી દેય છે! ડો૦ લુંડ (મોટો) કાગલો ચોરાવી મંગાવવા બદમાસોની મદદ લેય છે! સાવકીના સીતમની શરૂઆત! પેગને મારી નાંખવાનું કાવતરૂં!!

ચાલતી ટરેને ચહડી બેઠેલો ડો૦ લુંડ પેગની તલ્લાસ કરે છે; તેટલાં સરકસનાં કેટલાક માણુસો આ કોઈ અજાણ્યાને ટરેનપર જોઇ સવાલ કરે છે; "હું સરકસના માલેકનો છોકરો છું" એમ ડો૦ લુંડ કહે છે; મગર તેને આગલ કદી જોયલો ન હોવે, તને કોઇક રખડતો ભીખારી સમજી, તેઓ ચાલતી ટરેને ફેંકી દેય છે.

બીજી તરફ ડો૦ લુડ (મોટો) પેગને માટે અતી વીચારમાં પડી જાય છે; અને તેણી પાસના કાગલયા તેણુ પોતાનો હક પુરવા કરશે—અને તેમ કરતાં સઘલી આગલી પાછલી ખુલ્લા થશે એ ધાસ્તીથી, લુંડ, જેક નામના એક

બદમાશને ફ્લીપ અથવા પેગનાં સ્વાધીનમાં કાગલ હોય તો ચોરી લાવવા મોકલે છે; પરંતુ પાછલ ઉભેલી મીસીસ લુંડ આ સઘલું સાંભલી લેય છે; અને પાંચે હહાડે પોતાનો દીકરો વારસામાંથી રખડી જાય એવી ધાસતીથી તેણી પણ મારકસ નામના એક બદમાશને પેગનો રસ્તો કરી નાખવા માટે રોકે છે.

આ તરફ સરકસમાં અતી જોવાલાયક દેખાવો બનતાજ રહેતા જણાય છે; અને પેગ તથા બીજાં ખેલાડીઓના હેતભરી કસરતબાજી રજુ થતી રહે છે; ફ્લીપ, પટી ખોલતાં મરનાર લા બેલનું કાગેલ જોય છે; અને ચાર મહીના બાદ પેગ આ કાગલ વાંચશે એમ વીચારે છે. તે તે કાગલ પેટીમાં મુકતાં ત્રણ મવાલી જેવાએને ત્યાં ભટકતા જોઇ–પગને સાવચેત રહેવાની સલ્લાહ આપે છે. જ્યારે બીજી તરફ, બંને બાજુવાલા બદમાશો પોત પોતાની ગોઠવણમાં મશગુલ જણાય છે.

---

## ભાગ ૪ થો.

મારકસનો લુંડપર ખુની હુમલો! પેગપર બદમાશોનો હુંમલો! અને પેગ કેદ! પેગના બચાવમાં ડો૦ લુંડ! કરામતી દાદરની કારસાજી! અને પેગ તથા લુંડ સીંહના સપાટામાં!

મીસીસ લુંડ તરફથી પેગનો નીકાલ કરી નાખવા આવેલો બદમાશ મારકસ ડો૦ લુંડ (નાના) ને જોઈ, આ નફખોદ ગયો કદાચને આપણાં કામમાં નડશે એમ વીચારી, તેનીપર ટુટી પડી તેને ઘાસ તળે દાબી દેય છે; જ્યાંથી તે કેટલેક વખતે માહમેહનતે બાહાર નીકળે છે.

સરકસને લગતા અતી સુંદર દેખાવો અત્રે રજુ થતા જણાય છે; અને અતી હેરતભરી કસરતો સહીત એક જણની માથે સ્કેટ કરનારી અતી ચુનંદી કસરતબાજી, દાંતમાં આંગલાં પકડાવવા જેવી અત્રે રજુ થાય છે.

લુચ્ચાઓ હવે પેગને ઉંચકી જવા તેણીપર હુમલો કરે છે; પુર ઝનુનથી આ સમકલી સુંદરી તેઓની સામી થાય છે, મગર આખરે તેઓ તેણીને ઉંચકી જવામાં ફતેહ પામે છે; અને એક ઠેકાણે લઈ જઈ પુરે છે; નસીબ સંજોગે ડો૦ લુંડ નાનાને પેગને કયાં કેદ કરવામાં આવી હતી તેના ખબર પડે છે; અને પોતાની આ મનની મુર્તીને બચાવવા માટે બદમાશોની પુઠે યાહોમ ધસી જાય છે; મગર એક કરામતી હાદરની મદદથી તે આબાદ લુચ્ચાઓની વચમાં આવી પડે છે, જેઓ તેની ગરમાગરમ નોકરી કરવામાં કંઈ કશુબી બાકી રાખતા નથી; અને તેને પણ બાંધીને પેગવાળા ઓરડામાંજ કેદ કરી આ બંને જણાપર વીક્રાલ સીંહો છોડવામાં આવે છે.

આ તરફ ફલીપ પેગને ગુમાયલી જોઈ, સઘલાઓ સાથ તેણીની શોધમાં નીકળે છે.

---

## ભાગ ૫ મો.

સીંહના પંજામાંથી છુટકો! બદમાશો લાઇલાજ! ડો૦ લુંડની કેસરી! અને ગુડસ વેનમાં કેદ! ચાલતી ટરેને ભયભીત ભુસકો! બદમાશોની જીવલેણ જબરદસ્તી! સરકસ ટરેનના સીંહ છુટા?

આ તરફ પેગ તથા ડો૦ લુંડ સીંહના સપાટામાં સપ-

ડાયલાં છે, તેઓ પોતાના જાનનાં જોખમે, આખરે આ સઘળા સીંહોને હાંકી કહાડવા ફતેહ પામે છે; તેટલાં સરકસનાં માણુસો પેગને શોધતાં આવી લાગે છે; અને બદમાસો આ સઘળાઓના હાથપર લાછલાજ થઈ નાહસે છે; આ કટોકટ વખતે પેગને ફીકરૂં થઈ આવે છે; અને આ જન્મ દીવાનાં પણાંની ધુંઈમાં તેણી ડૉ૦ લુંડ (નાના) પરજ આરોપ મુકી, તેજ તેણીને ત્યાં ઉંચકી લાવ્યો હતો એમ જણાવે છે; અને નફામાં સરકસવાળાઓના હાથપર ડૉ૦ લુંડની મકકમ કેસરી થઈ જાય છે; તેઓનાં જવાબાદ મારકસ અને તેના બદમાસ ગોઠયાઓ પાછા ફરી ડૉ૦ લુંડની એક ખાલી રેલ્વે વેગનમાં બંધ કરી, સરકસ ટરેનપર પેગની પાછલ ચહડી જાય છે.

ડૉ૦ લુંડ (મોટા) તરફના બદમાશો પણ ફલીપનાં સ્વાધીનમાંથી પેલું કાગળ મેળવવાની ગોઠવણ કરતા અત્રે જણાય છે; આ તરફ માહા મેહનતે છુટો થયલો ડૉ૦ લુંડ (નાનો) ત્યાંથી પસાર થતી સરકસ ટેનપર કુદકો મારી ચહડી બેસે છે; સરકસ ટરેનપર ચહડી બેઠેલા બદમાશો હવે એક અતી જીવલેણ અખત્રો અજમાવે છે; અને ગડબડ સડબડમાં પેગને ઉંચકી જવાનું બને એવા વીચારથી સરકસને લગતા સઘલા સીંહોને યાહોમ છોડી મુકે છે.

---

## ભાગ ૬ ઠા.

સરકસ ટરેનપર ગભરાટ! બદમાશો પેગને ઉંચકી જાયછે! લુંડપર શક અને આફત! પેગ કેદ! અને સીંહનાં ડાચામાં! લુંડનાં પાણી માહેલાં તરફડટાં! શું આ બને મરી જશે? આવતો હફતો જોજો!

સરકસ ટરેનપર સઘલે આ સીંહાના છુટવાથી અતી મોટો ગભરાટ મચી રહે છે; સઘલી દોડાદોડી અને ધમા ધમીમાં સઘલાં જેમ ગમે તેમ દોડતાં માલમ પડે છે; અને બદમાશોનાં ધારવા મુજબજ તેઓને જે જોઇતું હતું તે આબાદ રીતે મેળવે, તેઓ પેગને ચાલતી ટરેને ઉપાડી જાય છે, જેના અતી દીલ ધડકાવનારા દેખાવો અત્રે રજુ થતા જણાય છે.

ગડબડ સડબડમાં ડો૦ લુંડ (નાનો) સરકસવાલાઓના સપાટ માં આવે છે; થોડાજ વખત અગાઉ પેગે, આ શખશ પર તોહમત મુકયું હતું તે ફલીપને ખબર હોવે તે લુંડ પર સખત રીતે ગુસ્સે થઈ તેની પરજ શક લાવી તેને કેદ પકડે છે; સીંહાને પાછા પીંજરામાં પુરવામાં આવે છે; અને હવે પેગને ઉંચકી ગયલી જોઇ, ટરેન થોભાવી સઘળાઓ તેણીની તહ્લાસમાં નીકળે છે; ગડબડનો લાભ લઇ ડાકટર પણ, પહેલેજ ઠેકાણે બદમાશો ગયા હશે એમ વીચારી બદમાશોની પાછળ પડે છે.

પેલી તરફ બદમાશો પેગને પેલેજ ઠેકાણે પાછા લઈ જઇ મજબુત બાંધે છે; તેટલાંમાં લુંડ આવી લાગે છે; મગર ફરામતી મકાનની કકઠધસ કારસાજીથી લુંડ કાકા પાણીમાં ટપકાઈ પડે છે; જયારે ઉપર બાંધેલી પેગીની ઉપર સીંહાને છોડી, એક બદમાશને મકાનની બાહેર ચોકી કરતો રાખી, ચારકસ આ બનાવથી મીસીસ લુંડને વાકેફ કરવા નીકળી જાય છે.

શું લુંડ ડુબી મરશે? શું પેગ સીંહાનો શીકાર થશે? જોઇશું!

---

## ભાગ ૭ મો.

**પેગનો ચમતકારીક બચાવ અને લુંડને મદદ ! પોતાનાંજ છટકાંમાં સપડાયલા બદમાશો ! પેગ માટે ફલીપનો અફસોસ ! ફલીપનો શક અને તેનો ઉપાય ! ફશાવતાં ફસ્યો !!**

છેલ્લા ભાગમાં આપણે ગરીબ બાપડી પેગને સીંહોના સપાટ્રામાં, તેમજ ડો૦ લુંડ (નાના) ને પાણી મધે મોહત જીવતનાં તડફડયાં મારતો જોઈ આવ્યા છીયે, પેગ ખુબ સમયસુચકતાથી પોતાનો આ જીવણલેણ જુસરીમાંથી બહુજ તારીફ લાયક રીતે બચાવ કરે છે; અને પાણીમાં ડચકાં ખાતા ડો૦ લુંડને, પોતાના પગોની મદદથી, બહુજ કટોકટ વખતે મદદ કરી બચાવી લેય છે; એક ઉશકેરાયલા વાઘની અદાથી હુવે ડો૦ લુંડ બદમાશોપર ટુટી પડે છે; અને આમનસામનની અચ્છી આપ લે બાદ, સઘળા બદમાસો તેમજ સઘળા વીફ્રાલ સીંહો પાણીમાં ટુટી પડે છે, અને એ રીતે લુચ્ચાઓ પોતાનાંજ છટકાંમાં સપડાઇ જાય છે, તેના અતી જોવાલાયક દેખાવો સ્ક્રીન થતા માલમ પડે છે; જયારે લુંડ અને પેગ ચાહેઃમ નાહસતાં જણાય છે.

પેલી તરફ સરકસ શરૂ થયા આગમજ પેગનાં ગુમ થવા બાબે ફલીપ બહુજ અફસોસ કરતો જણાય છે; અને અને એટલા અરસામાં, ડો૦લુંડ (મોટા) તરફથી રોકાયલા બદમાશો, તેના કબજા માંહેલુ "પેગ"નું કાગળ ચોરવા આવી પુગે છે; અને આ સખશોની શકમંદ હીલચાલથી વેહમ ખાઈ જઇ, ફલીપ પેલું કાગળ કાહડી લઈ બીજું બલતું મુકી દઈ ત્યાંથી બાહેર જાય છે, અને લુચ્ચાઓ તેજ ખરૂં કાગળ સમજી તે કાગળ ચોરી જાય છે.

## ભાગ ૮ મો.

ચોરને પોટલે ધુળ! પેગ માટે બદમાસની લભભાસ! કાગલ માટે જીવતોડ જેહમત! સરકસની જોવાલાયક કસરતબાજ બદમાશોના સપાટામાં પેગ! પેટીમાં કેદ! ભયંકર ભેદ!

ફલીપ વીચારમાંજ પેટીપર બેઠેલો જણાય છે; એટલામાં પેગ અને ડો૦ લુંડ (નાનો) આવી લાગે છે; અને પેગને ફલીપની ખુશાલી ગોયા સમાયલી સમાતી નથી.

પેલી તરફ મીસીસ લુંડ આગલ મારકસ આવી લાગી. પેગને રસ્તા વચ્ચેથી દુર કીધી હતી એમ જણાવે છે; જ્યારે ડો૦ લુંડ (મોટા) ના મલત્યાઓ પણ પેલું ખોટું કાગલ હરખભેર તેને લઈ જઇને આપે છે; જે તેઓની આ બેવકુફાઇપર ખુબ ગુસ્સે થઈ, એક બીજી કોશેશ કરવાનું જણાવે છે; પરદાની પાછળ ઉભેલી મીસીસ લુંડ આ કાગલની બીનાથી વાકેફ થાય છે; અને પોતાના બદમાસ હમશરીક મારકસને, મજકુર કાગળ લઇ આવવાનું ફરમાવે છે.

અત્રે સરકસને લગતા અતી હેરતભર્યા પ્રયોગો અને અચ્છી કસરતબાજી રજુ થતી જણાય છે; જ્યારે બીજી તરફ ડો૦ લુંડ (મોટા) ના બદમાશ ગોઠયાઓ કાગલ લેવા બીજી વાર આવી પુગે છે; અને તેઓ કાગલ લે છે, તેટલાંમાં પેગ આવી લાગે છે; અને બદમાશો તેણીપર ઉલટી પડી તેણીને એક મોટી પેટીમાં કેદ કરે છે; એટલામાં તેણીનો સહાનો મદદગાર આશક ડો૦ લુંડ નાનો આવી લાગી, બદમાશોની સામો થાય છે; અને અરસપરસની ધમાધમીમાં એક સલગેલી બીડીથી આગ સલગી ઉઠે છે; અફડાતફડી પછી બદમાશ નાહસી જાયછે; જ્યારે ડો૦ લુંડ (નાના)થી બેખબર પેગ બાપડી પેટી મધે અજલની અફડાતફડી કરતી જણાય છે.

Scheme

## ૧૧

## ભાગ ૯ મો.

**ખોટા સીક્કા બનાવનારાઓના હાથમાં પેગ! આ નામાંકીત ટોળકીની વડી કોણ? મીસીસ લુંડી ડૉ૦ લુંડ (નાનો) પેગની શોધમાં! ફલીપનો હૃદયભેદક વીલાપ!**

આગ બહુજ ભયંકર ઝડપે આગલ વધતી જાય છે; અને લુચ્ચાઓના હાથે જમી ધરાયલો ડૉ૦ લુંડ બેશુદ્ધ થઈ ટુટી પડે છે; જ્યારે આપણી લાડકવાઈ પેગ પણ પેટીની અંદર લગભગ ગુંગળાઇ જાય છે; આગ આખર સરકસમાં ફરી વલે છે; અને અત્રે ખાલી બનાવટી આગને બદલે, બલતા સરકસના ખરેખરા ભયંકર બનાવો રજુ થતા જણાય છે અને જાનવરો તથા માણુસોની નાહુસભાગના ખરેખરા દીલભેદક બનાવ અત્રે સ્ક્રીન થાય છે.

અત્રે આ બધી ગડબડ સડબડમાં, "કોઇ મલે કુટવા, તો કોઇ મલે લુટવા" તે મુજબ કેટલાક ભલતાજ ભામટાઓ જે પેટીમાં પેગ કેદ પડી હતી, તે પેટીમાં કીંમતી માલ મીલકત ધારી લઇને, તે ઉપાડી જાય છે; અને એ રીતે ગરીબ બાપડી પેગ, આ કોઇક નવીજ બલામાં ફસી પડે છે

પેલી તરફ ડૉ૦ લુંડ હોસ્પીટલમાં શુદ્ધીમાં આવે છે; જ્યારે આ બાજુએ સઘળી ગડબડ સમાધાન થતાં પેગ ગુમા-યલી માલમ પડે છે; અને ફલીપ તો તેણીને આગમાં બલી મરેલીજ ધારી લે છે, ડૉ૦ લુંડ હુવે પેગની શોધમાં નીકળે છે. શું તેને પેગનો પત્તો મળશે? જોઇયે, શું થાય છેતો!

પેગની પેટીને પેટી ઉંચકી જનારા બદમાશો તો ખોટા સીક્કા બનાવનારાઓની એક મોટી ટોળકીના સભા-સદો જણાય છે; તેઓ આ પેટીને પોતાના ગુફામાં લઇ

જાય છે; જ્યાં મીસીસ લુંડ પણ આવી લાગે છે; લુચ્ચાઓ પેલી પેટીને કરામતી કારસાજીવાલાં ભોંયરામાં લઈ જાયછે, અને સઘળાઓ પેટી ઉઘાડવાની તઈયારી કરે છે, તાળું ખોલે છે, તેટલાંમાં મીસીસ લુંડ ત્યાં આવે છે; અને સઘળા બદમાશો પોતાની આ વડીને માનપુર્વક નમી જોડેના ઓરડામાં લઇ જાય છે, જ્યાં ચાલતી વાતચીત પેગ બરાબર સમજે છે.

---

## ભાગ ૧૦ મો.

મીસીસ લુંડના ભેદથી પેગ વાકેફ! મજબુત મુકો તેણીના હાથમાં! ડો૦ લુંડની હાજરી! મારકસની પીસતોલપર લુંડ તાબે! કરામતી ભોંયરાંમાં ભયંકર ઝપાઝપી! પેગ પાછી સપડાઇ!

મીસીસ લુંડ પોતાના બદમાશ હમશરીકો સાથ, પોલીસનો તેઓપર શક હતો, સંભાળમા રહેજો, વગેરે વાતચીત કરતી જણાય છે, જયારે આ તરફ પેટીનું તાલું ઉંઘાડું હોવાથી ચવીત્રી પેગ પુર સાવચેતીથી બાહેર નીકળે છે; અને તેણીના મીસીસ લુંડની પડી ગયલી "બેગ" મલેછે; જે માંહેથી તેણીના ગોઠયાએ તેણીપર લખેલું કાગળ તેણી કહાડી લઇ ગજવામાં છુપાવે છે; અને તેણી પોતે પણ છુપાઇ જાય છે.

મીસીસ લુંડના જવા બાદ લુચ્ચાઓ પેટી ખોળવા આવે છે; અને પેટી ખાલી જોઇ અજબથાય છે; તેઓ પુર ઉશકેરાટથી આ બાબદની વાતચીત કરતા બાહેર પડે છે, જેઓને તે તરફ પેગની શોધમાં આવી પુગેલો ડો૦ લુંડ જોય છે;

અને સઘળી વાતચીત સાંભલી લઈ તેઓનાં જવા બાદ મજકુર મકાનમાં દાખલ થાય છે.

મીસીસ લુંડ પોતાને ઘરે ન મલેલી હોવાથી, તેણીનો બદમાશ મલત્યો મારકસ, તેણીને ખોટા સીકકા બનાવવાના આ મકાને શોધવા આવે છે; અને એ રીતે આવી પુગેલો આ બુરો બદમાશ ડો૦ લુંડને પોતાની પીસતોલની નળીપર તાબે કરી, તેની મજાક મશકરી કરતો તેને. આપણે ઉપર જોઈ આવેલા કરાંમતી ભોંયરાંમાં લઈ જાય છે; મગર, સદાનો બાહોશ અને ચીલઝડપે ડો૦ લુંડ વીજલીક વગે, મારકસના હાથ માહેલી પીસતોલ ઝુંટવી લેય છે; અને આ બંને જણાં મોહતજીવતની મારામારીમાં લપટાઇ પડે છે.

પેલી તરફ નાહસતી પેગને એક લુંચ્ચો જોય છે, અને ચાંપ દાબી તેણીને ભોંયરામાં તોડી પાડે છે; તથા ગડબડ સડબડનો અવાજ સાંભળી બદમાશો દોડી જઈ, મારકસને મદદ આપી, લુંડને પકડે છે.

## ભાગ ૧૧ મો.

**પેગનાં પાણીમાં તરફડયાં! બે મીનીટ વધુ અને પેગ ખલાસ! મગર કટોકટ વખતે બચાવ! થપપરચીની અને થોબરફલાક! નાહસતી પેગની પુઠે પડેલા બદમાશો!**

બદમાશો હવે ડો૦ લુંડને એક બીજા ભોંયરાંમાં ઘસડી લઈ જાય છે; જ્યારે પેગનું કાટલું કહાડી નાખવા નીકળેલો બદમાશ ભાડુત્યો મારકસ, તેણીને એક બીજા ભોંયરાંમાં પટકી નાખી, તેણીવાલાં ભોંયરાંમાં પાણી છોડે છે, બીજી બાજુ, પોતાને મકાંને પુગેલી મીસીસ લુંડ મારકસ કાગલ લઈન આવ્યો હતા, અને તેણીની શોધમાં ગુફા તરફ

ગયો હતો, એમ જાણી, તેણી પણ ગુફા તરફ જાય છે.

ડૅા૦ લુંડ (વડા) એ રોકેલા મલત્યાઓ, “સરકસ બળી ગયો હતો, માટે કાગળ કયાંથી લાવ્યે ?” એમ તેને જણાવે છે; ડૅા૦ લુંડ (વડો) સરકસ નવેસરથી ઉઘાડવાનું ઠરાવે છે, હવે પેલી તરફ જ્યારે ફલીપ અને બીજાં સઘળાંઓ પોતાની લાડકવાઇ પેગ માટે બલાપો કરે છે, ત્યારે, મારકસના હાથમાં આ વખતે સાબુત સપડાયલી ગરીબ બાપડી પેગનાં ગળાં સુધી પાણી આવી લાગે છે, અને બીજી એકાદ બે મીનીટ વધુ અને ગુંગલાઇને ડુબી મરવાનું ગોયા

પેગના ટપકામાંજ લખાયલું હોય.

તેમ જણાય છે; મગર નહી, પેગપરની આ માહભારત આ:ફતથી વાકેફ થયલો, બંદીવાન લુંડ, જીવપર જબરીની એક જંજાળભરી જહેમત સહીત, પાણીનો “વાલ્વ” બંધ કરવામાં ફતેહ પામેછે—અને નીકળી જતાં પાણીનાં મજબુત રોહમાં પેગ બીજા ઓરડામાં ઘસડાઇ જાય છે, અને ત્યાંથી ચાહોમ નાહસવા માંડે છે, મગર તેણીને નાહસ્તી જોઈ બદમાશો પુંઠે પડે છે; અને એ કીસમે તેણી જીંદગીની પુર ધાસ્તી વચ્ચે લાકડાં બંદરપર આવેલી એક ઠેકાણે છુપાઇ જાય છે; બદમાશો ધસારાબંધ આગળ નીકલી જાય છે.

---

## ભાગ ૧૨ મો

ફલીપ અને પેગનો મેલાપ! ડૅા૦ લુંડ (નાના) નો કટોકટ બચાવ! કરામતી ભોંયરાનો કારસાજી! પોલીસના હાથ પર સપડાતાં, સહેજમાં બચેલી મીસીસ લુંડા પેગને ફીકરૂં અને લુંડ પોલીસના હાથપર કેદ!

ડો૦ લુંડ (વડો) સરકસ તપાસવા આવી લાગે છે; અને તેને નવેસરથી ચાલુ કરવાની વાતચીત કરે છે; પેગને મરણુ પામેલી ધારતો ફ્લીપ, તેણીના ગમમાં ગીરફતાર રડતો જણાય છે, મગર તેટલાંમાં, લુચ્ચાઓના હાથમાંથી છટકવા પામેલી પેગ પોતે આવી લાગે છે; અને પોતાની એટી સમાનની આ પેગને જોઈ ફ્લીપની ખુશાલી સમાઈ જતી નથી. પેગ, ડો૦ લુંડ (નાનો) બદમાશોના હાથપર કેવો જીવના જોખમમાં સપડાયલો હતો, તે બીનાથી વાકેફ કરે છે; અને પોલીસની મદદ સહીત સઘલા લુંડની મદદે જઈ લુંડને બચાવે છે. જ્યારે સઘળા બદમાશો, દુરથી પોલીસને આવતી જોઈ નાહસી જાય છે.

કાગળ લેવા આવેલી લુંડ, પોતાના મળત્યાઓથી મકાન ખાલી જોઇને વહેમ ખાઈ જાય છે; તેણી પોલીસનો હરોરો આવ્યો હતો એમ પામી જાય છે, અને છુપી કરામતની ફકડધસ કારસાજીથી તેણી સાબુત બચી જઇ નાહસવા પામે છે. ડો૦ લુંડ (વડા)ને ત્યાં સરકસ નવેસરથી ચાલુ કરવાની ખુશાલીમાં એક મોટી પાર્ટીનો મેળાવડો થાય છે, જ્યાં. પેગ તથા ડો૦ લુંડ (નાનો) વાતચીતમાં મશ ગુલ જણાય છે.

બીજી તરફ, પોલીસવાળાઓને કોઇકનું એક નનામું કાગળ મલે છે, જેમાં ખોટા સીક્કા બનાવનારી ટોળકીનાં વહાને પકડવો હોય તો લુંડને ત્યાં તપાસ કરવી એમ જણાવેલું હોવાથી પોલીસના માણુસો ડો૦ લુંડને ત્યાં તપા સમાં આવે છે.

પેગ, ડોન લુંડ (વડા)ને બાજુએ લઈ જઇ, આ ખોટા સીક્કા બનાવનારનો વડો, તેના પોતાનાંજ કુટુંબ માંહેલો એક હતો, અને તેને, તેણી પોતે પીછાનતી હતી એમ જણાવે છે; મગર, એ કીસમ, એટલામાં બારના ટકોરા ઘડયાલમાં થોકાય છે; અને કુટુંબી વારસો મેળવવા પામેલી ખુબસુરત "પેગ" ને ફીકરાંની તાંણ થઇ આવે છે; અને આવી પુગેલી પોલીસ આગળ તેણી ડોન લુંડ (નાના) ને ખોટા સીકકા બનાવનારાઓના વડા તરીકે જાહેર કરે છે; તુરતજ ડોન લુંડ (નાના) ને લોખંડી બેડીઓ પહેરાવવામાં આવે છે; જયારે દીવાના બનેલી પેગ મારફાડ કરતી બાહેર નીકળી જાય છે

શું ડોન લુંડ (નાનો) સાતેક વરસ જશે ? ખુદા જાણે ! દીવાની બનેલી પેગ શું શું જેહમત જંજાળો પોતાને માથે હોરી લેય છે; અને લુંડનું શું થાય છે તે માટે

પ્લીઇઇઝ, એક વીક જરા થોભી જજો !

## ભાગ ૧૩ મો.

ફીકરૂં ખલાસ—પેગ નીરાસ ! લુંડ માટે તેણીનો અફસોસ અને ફલીપને પોલીસ ચોકીપર ખુલાસા માટે મોકલવું ! લુંડનો છુટકો ! બદમાશોની નવી યોજના ! નવી મસલત ! પેગ અને લુંડ વચ્ચે અરસપરસ ખુલાસા.

ફીલમના બારમા ભાગમાં જોઈ આવ્યા તે મુજબ, પેગ આપડી ફીકરાંનો તાણમાં ફસી પડવાથી ખોટા સીકકા બનાવનારી ટોળકીનો વડો, ડોન લુંડ (નાનો) પોતે હતો, એમ તેણી પોલીસને જાહેર કરે છે; અને તેણીના આ ખુલાસાપરથી ડોન લુંડને, પોલીસ કેદ કરી લઈ જાય છે.

વેલ, પ્રીલમના આ તેરમા ભાગ મધે પણ શરૂઆતમાં પેગ ફીફરાંમાં ફસેલીજ દેખાય છે; કેટલેક વખતે, તેણી પોતાનિ આ જન્મટેવમાંથી ફારેગ થતાં, ડા૦ લુંડ વીશે, ફલીપને મોંહડે સાંભલી ઘણીજ અજબ થાય છે; અને ડા૦ લુંડ તો તદનજ નીરદોશ હતો, અને તેણી આ સઘળું દીવાનાં પણાંમાંજ બોલી હતી, એમ ખુલાસો કરવા, તેણી ફલીપને પોલીસ સ્ટેશનપર મોકલી આપે છે; જયાં ડા૦ લુડની તપાસ લેતો પોલીશ કમીશનર આ ખુલાસાપરથા તેને છોડી મુકે છે.

આ તરફ, મીસીસ લુંડનો બદમાશ મળત્યો મારકશ "સીક્રેટ સરવિશ" વાળાઓના હાથમાંથી પુર બાહોશીથી છટકી જાય છે, સરકસ હુવે નવેસરથી ધરખમ પાયાપર ઉંઘાડવામાં આવે છે; અને ડા૦ લુંડ (વડો) પેલું કાગળ લઈ આવવા માટે, પોતાના મલત્યાઓને એકવાર ફરીને મોકલી આપે છે; મારકશ પણ અત્રે, પેગને કોઈ બી સુરતે ઉંચકી જવાનો દાંત પીસી ઠરાવ કરે છે; અને આ રાતે આ બંને બદમાશે ટોળકીના બુરા ગોઠયાંઓ સરકસની અતરાફમાં ફરતાજ રહે છે. જયારે તેઓ ની આ હાજરીથી અજાણ ખુબસુરત પેગ-ડા૦ લુંડ (નાના) સાથે વાતચીત કરતાં જે બન્યું હતું તે બાબેના પોતાની દલગીરી જાહેર કરે છે.

---

## ભાગ ૧૪ મો.

**પેગની સરકસ માંહેલી ધમચકરી! બદમાશોની વધુ કારસાજી પેગ અને લુંડ રેહવે ડબ્બામાં કેદ! ટરેન નીચે દબાતાં સેહજમાં બચાવ! જીવના જોખમે ડબ્બાપરથી નદીમાં કુદી પડવું!**

સારકસની સર્વોત્તમ કસરતો પુર બાહર અત્રે ધમધમી રહે છે; જેમાં તમારી માનીતી અને લાડકવાઇ પેગની ચમચકરી તો ઓરજ કમાલ્યત રજુ કરે છે; અને આ વલવલતી અને નાચતી કુદતી છોકરીની કસરતબાજી બહુજ જોવા લાયક અને વખાણવા જેવી રજુ થાય છે.

સરકસ બાહ પેગ અને ડૉ૦ લુંડ (નાનો) મલે છે; અને આ બંને વ્હાલા જીવડાઓ કીસી, કોટી અને પ્યાર મોહબતની ઘુસઘુસ સહીત સરકસ ટરેન તરફ જઇ એક ડબ્બામાં જાય છે; પેગને ઉંચકી જવાનો સારો લાગ શોધ્યા કરતો મારકસ, દુરથી આ બંને જણાને જોઇ—આ ડબ્બાનો દરવાજો ઢાંકી દેય છે, અને આખી ટરેનથી આ ડબ્બાને જુદો પાડી નાખી, હાથેજ આ ડબ્બાને લોટી જઇ, રેલવે સડકપર ગબડાવી દેય છે; જ્યાં ઉતરાંણપર આ ડબ્બો ધમધોકાર આગળ ધસ્યો જાય છે.

ડબ્બાની અંદર કેદ પડેલાં પેગ અને ડૉ૦ લુંડને આ ડબ્બો ધડધડાટ લાઇનપર ગબડતો જતો જોઈ ગભરાટ થાય છે; અને છાપરાં આગલની નાની બારીને રસ્તે, તેઓ સાહસુરીઆતે, ડબ્બાનાં છાપરાંપર નીકલે છે; જ્યાંથી તેઓ અતી ઘણા ગભરાટ વચ્ચે, તેઓનીજ લાઈનપર સામેથી એક ટરેનને વીજલીક વેગે ધસી આવતી જોય છે.

એક મીનીટ વધારે અને પેગ તથા લુંડ, આવતી ટરેનની નીચે કચડાઈ જતે, મગર લુંડ પુર સમયસુચકતાથી, પેગને પોતાની બળવાન બગલમાં પકડી લઇ વીજલીક વેગે ગબડ્યા જતા આ ડબાપરથી હેઠે નદીમાં કુદી પડે છે.

# ભાગ ૧૫ મો.

## લુંડ અને પેગ–મારકસની ટોળકીના હાથમાં! લોહીછટ આપ લે પછી પેગનું નાહસવું–! ફુલ સ્પીડે જતી પેગની મોટર પાછળ પોલીસની ધડપકડ! પેગનું કાગ-ળ્યું–ડો૦ લુંડ (મોટા)ના મલત્યાના હાથમાં ?

ફુલ સ્પીડે જતા રેલ્વે કેરેજપરથી નીચે નદીમાં કુદી પડેલાં પેગ અને લુંડ માહુમેહનતે કીનારે જઈ પછડાય છે; આ બંને જણાંને નદીમાં કુદી પડતાં, મારકસ અને તેના મલત્યાએ જોયલા હોવાથી, તેઓ આડે રસ્તે, આ બાંને પુઠે પડે છે; રેલ્વે લાઈનપરની એક પડત પડેલી ઓીગનલ ઓગીમાં તેઓ લુંડ અને પેગનીપર તુટી પડે છે; આમન-સામન ગરમાગરમ આપ લે મચી રહે છે; અને ધમચક-રીભરી ધમાધમીમાં લાગ મલવે પેગ બાહાર પડી, મારક-સવાલીજ મોટોરમાં બેસી જઇ, ફુલ સ્પીડે હંકારી જાય છે.

મારકસ લુંડને બરાબર કેદ કરી, પીસટોલની અણી-પર પોતાના માણસ પાસે તેને રાખી, આ બનાવની ખબર કરવા તથા આ આગમચનું પોતાના કબજા માહેલું કાગલ મીસીસ લુંડને આપવા જાય છે; મગર સરકસમાં નોકરી રહેલો ડો૦ લુંડ (વડા)નો માણસ તેને પછાડી નાંખી, આ કાગળ લઈ લેય છે; બીજી બાજુ, ફલીપ તો પેગને, રેલ્વે ડબામાં ઘુંદાઈ મરેલીજ ધારે છે.

સરકસમાં તપાસ માટે આવેલી મીસીસ લુંડને અતી ઘણી ઝડપે મોટર ચલાવવા માટે પકડવાને પોલીસ પાછળ લાગે છે; તેજ મુજબ, મારકસના હાથમાંથી બચી, તેનીજ

મોટોરમાં નાહસતી પેગની પાછળ પણ પોલીસ લાગે છે; અને આ નાહસનાર અને પુઠ પકડનાર વચ્ચેની, મોટોરકારના લગતી ધમાધમી વચ્ચે ફ્રીલમના આ પંદરમાં ભાગની આખરી આવી લાગે છે.

---

## ભાગ ૧૬ મો.

### કાગળ્યું પેગના કબજામાં! પેગ પોલીસ અમલદારને સોંપેછે. બદમાશોના હાથમાં પાછી પકડાયલી પેગ! લુંડનો અજબ બચાવ! કેદ! અને ઉદરોની મોહકાણમાં લાગેલી આગ!

મારકસ પાસેથી મેળવેલું કાગળ, ડૉ૦ લુંડ (મોટા) આપવાં માટે આવી લાગે છે; મગર વીજલીક ઝડપે મોટોરમાં નીકલી આવેલી પેગ, બરાબર કટોકટ વખતે ડૉ૦ લુંડ (વડા) ને ત્યાં આવી લાગેછે; અને પેલા માણસને મજકુર કાગલ્યું મોટા ડાકટરને સ્વાધીન કરતાં જોઈ ઓલખી લઈ, વાઘણની અદાથી ત્રાપ મારી, તે કાગલ્યું ઝુંટવી લેય છે.

એટલામાં તેને પકડવા આવેલા પોલીસ અમલદારો તેને પકડવા આવી લાગે છે; અને પેગ, "હું" માંગુ ત્યારે આપજોજી!" કહી-હસાવીને-પેલું કાગલ્યું તેના સ્વાધીનમાં સોંપે છે.

પેગનાં સ્વાધીનમાં મજકુર કાગળ્યું પાછું ગયું હતું, એવી ખબર પડતાં, મીસીસ લુંડ, તે કીમતી દસ્તાવેજ તેણી પાસેથી પડાવી લેવાને, પેગને હસીહસાવીને પુરતા આવજામાવજાથી જીતી લેવાની પેરવી કરે છે; અને સરક-

આમાં પાછાં જવા માટે પોતાનો "મોટોરકાર" તેણી પેગને આપવાનું જણાવે છે; કશા પણ કશ વગર, પેગ, તેણીની આ માગણી સ્વીકારે છે; અને પરીણામાં, તેણી એક વાર મારકસના સપાટામાં સપડાઈ પડે છે; જે તેણીને પાછી પેલાંજ મકાનમાં લઈ જાય છે.

હવે, પેલા મકાનમાં ડૉ૦ લુંડ (નાનો) શું કરતો હતો, તે જોઇયે !! પોતાપર ચોકી કરતા બે બદમાશો માં હેલા એકને દર્યામાં ફેંકી દઇ, બીજાને ફકડાવી એક લાત મારી બાજુ કરી, તે બારીએથી નીચે પાણીમાં કુદી પડે છે મગર પડવા પહેલાં તે બદમાશ તરફની એક ગોલીથી જખમી થાય છે.

આવી પુગેલી મીસીસ લુંડ, પેગની પાસે પેલા કાગલની આગણી કરે છે; તે કાગલ તો પોલીસવાલાને રાખવા આપ્યું હતું, એમ જણાવી, તેણી ખોટા સીક્કા પાડનારાઓની વડી હતી, એમ પેગ તેણીને જણાવે છે. "વારૂં, વારૂં, તું અત્રેથી બચે તો મને ફસાવશે કેનો ?" એટલું પુર ધીક્કારથી જણાવી, પેગને ત્યાં મજબુત બાંધી, સઘળાં જતાં રહે છે.

એકલી પડેલી પેગની આગળ ઉંદરો હવે નાચાનાચ કરે છે; અને ગડબડમાં ગબડી પડેલી મેચીસથી આગ સલગી ઉઠે છે ! અફસોસ ! !

---

## ભાગ ૧૭ મો.

આગમાં બળતાં બચી ! પેગની લુંડને મદદ ! મેક્ષીકન હુલ્લડ ! હુલ્લડખોરો વીરૂદ્ધ સરકસવાળાઓની મદદ ! ! મીસીસ લુંડ-પેગને ઉંચકી જવામાં મેક્ષીકનોની મદદ માગે છે !

આગમાં બળી મરવાની સંપુર્ણ ધાસ્તીમાં આવી પડેલી પેગ–એક ખીલાથી, મહા મુસીબતે દોરડું કાપી છુટી થઈ બારીની બાહેર કુદી પડે છે; અને જે જગ્યાએ ડો૦ લુંડ (નાનો) કીનારે જઇ પછડાયો હતો, ત્યાંજ તેણી પણ જઈ લાગે છે; અને તેને કટોકટ વખતે ડુબતો બચાવી લે છે.

બંને જણાં હવે, કીનારાપરત આવેલાં એક માછીમારનાં ઝુંપડાંમાં આસરો લે છે; અને લુંડને ત્યાંજ આરામ લેતો છોડી પેગ, સરકસ તરફ નીકળી જઈ, ફલીપનિ બારે ખુચાલી વચ્ચે તેને જઇ મલે છે. સરકસ, આ વખતે મેક્ષીકન સર-હદપર પોતાના ખેલો માટે ગયલો હતો, અમેરીકન મુસાફ઼ કાહાડી નાખવા તઈયાર થયલા મેક્ષીકનો પુર ઘોડે ચહડેલા હતા, અને અમેરીકનો સામે, તેઓ હુલ્લડ મચાવતા હોવાથી સરકસવાલાઓ અમેરીકનોની મદદે નીકળ્યા હતા.

મારકસ, પેગને સરકસમાં દેખાવ દેતો જોઈ અજબ થાય છે; અને આ બુરો બદમાશ તથા મીસીસ લુંડ, પેગને ઉંચકી જવામાં આ મેક્ષીકનોની મદદ માંગે છે ! મેક્ષીકન હુલ્લડ અત્રે ધમધમી રહેલું માલમ પડે છે.

---

## ભાગ ૧૮ મો.

મેક્ષીકન લડાઈ! પેગની મદદ ! લુંડપર તાર ! કાઉબોયઝો સહીત લુંડ ધસી આવે છે–છેવટની ફ-તેહ ! મેક્ષીકન નાહસભાગ અને પેગ મારકસના હાથપર પાછી કેદ !!

નાનાં નીરદોશ બુલકાંઓ અને નવજવાંન ઓરતો ક્રુર મેક્ષીકનોના હાથપર રેંહસાઇ જતાં જણાય છે; અને સરકસ

વાળાઓ ભેગી, આપણી બાહદુર પેગ પણ અમેરીકનોની મદદે બાહેર પડે છે અને મેક્ષીકનો ટેલીફોન તથા તારના દોરડા કાપી નાંખે તે આગમજ તેણી પોતાની પીસ્તોલની નળીની જીવલેણ ધમકીથી નીચલો તારનો સંદેશો ડોં લુંડ (નાના) પર મોકલાવે છે.

"મેક્ષીકન બળવો સરનસ ધાસ્તીમાં."

ડોં લુંડ આ સંદેશો પેગ તરફથીજ આવેલો ધારી લેય છે; અને તુરજ તે બની શકતા કાઉબોયઝોને એકઠા કરી, પોતાના સરકસવાલાઓની તથા સઘલા અમેરીકનોની મદદે યાહોમ ધસી જાય છે; અને પહાડોપરની આ બહાદુર મરદ બચ્ચા—કાઉબોયઝોની—ધસારાબંધ ઘોડેસ્વારીનો દેખાવ જોતાં ગોયા માથાના બાલેબાલ ઉભા થઈ જતા લાગે છે.

પેલી તરફ લડાઇને લગતી માહભારત ધમાધમી સરકસની અંતરાફમાં ધમધમી રહેલી માલમ પડે છે; અને બાહદુર પેગ એક બચાવવાલાં ઠેકાણેથી—આ જીવલેણ લડાઈમાં પોતાથી બની શકતો સંપુર્ણ હીસ્સો આપતી જણાય છે; ધમાધમી ચહુ રહે છે—અને આવી પુગેલા કાઉબોયઝોની મદદથી મેક્ષીકનોને નહુસાડવામાં આવે છે; મગર આહા! અફસોસ! બદમાશ મારકસ, પોતાનાં ગલાંફાંસુ ગોઠયાઓની મદદથી આ સઘળી ગડબડ વચ્ચે પેગને સાબુત ઉઠાવી જાય છે!!

આહ! શું પેગ આ લુચ્ચાઓના હાથપર મરણ પામશે?—પરવરદેગાર જાણે!

આવતો હફતો જોઇએ ત્યારેજ તો હવે!

## ભાગ ૧૯ મો

**પેગનો લુંડથી બચાવ ! પેગને ઘોડાની ભેટ—રેસમાં ઉતાર-વાનો ઠરાવ ! બદમાશોની ટ્રેનપર નજર બીસીસ લુંડ-ના હાથપર ! પેગ કેદ ! પેગની નાહસાનાહુશ !**

ગયા હપતાની છેલ્લે આપણે—પેગને મારકસના હાથપર કેદ પડેલી જોઈ આવ્યા હતા, આ રીતે ફસી પડેલી પેગને તેણીનો સદાનો મદદગાર ડો૦ લુંડ (નાનો) અતી હેરતભરી રીત બચાવી લે છે; જયારે બીજી તરફ મીસીસ લુંડ, પોતાના બદમાશ હમશરીકો આગલ—ડો૦ લુંડ (નાનો) તેણીનો પોતાનો બેટો હતો, એમ જાહેર કરે છે !

હાંદેસાઓમાંથી બચેલી પેગ—ફલીપને જઇ મળે છે, જયાં તેણી માટે એક સુંદર અને અતી પાણીદાર ઘોડાની ભેટ આવેલી છે, પેગ અને ફલીપ—આ નવા ઘોડાને લુસીલ નામ આપી તીઆજુનાની ઘોડાની રેસમાં—મીસીસ લુંડના જાણીતા ઘોડા સામે હરીફાઈમાં ઉતારવાના ઠેડાવ કરે છે.

બદમાશોને આ નવાં લફરાંની ખબર પડે છે; અને તેઓ ઘોડાનું કાટલું કહાડી નાખવા માટે, એક દીને છુપી રીતે તેને દવા પાવા આવે છે—મગર પેગ આવી લાગવાથી અચ્છી ધમાધમી બાદ તેઓ નાહસી જાય છે. ડો૦ લુંડ (નાનો) પેગને પોતાની માતાની મુલાકાતે લઈ જાયછે; અને મીસીસ લુંડ ખોટા સીકકા પાડનારાઓની વડી વગેરે બાબતથી તેણી વાકેફ હતી, એમ ડો૦ લુંડને જહાતી—વગર તેની સાથે તેણી જાય છે. જુઓ

પેગ, પોલીસ અમલદારને રાખવા આપેલું કાગળ-તે અમલદાર મીસીસ લુંડને ત્યાં લઇ આવે છે-જે તેણી લેવા જાય છે, જેટલાંમાં આવી પુગેલો ડો૦ લુંડ નાનો આ કાગળને પેગનાં તરીકે ઓળખી પોતના કબજામાં લેય છે! મળવા આવેલી પેગને-મીસીસ લુંડ પછી ઘરનાં કાતર્યાંપર કેદ કરે છે-મગર છાપરાંને રસ્તે તેણી બાજુનાં ઝાડપર ચહડી જાય છે.

---

## ભાગ ૨૦ મો

"લુસીલ" ઘોડો કચડાતાં બચ્યો! ઘોડાની સરતનાં ભયંકર સોપાળાં! સરતના શોખીન શેઠીયાઓ, જરૂરજ જોજો! પેગ "જોકી" તરીકે! પેગ પાછી પકડાઇ!!

ઝાડપર ચહડેલી પેગ નીચે ઉતરતાં દુરથી કંઈક ચીજ જોતાં અટકી જાય છે, બદમાશોને, જે દબ્બામાં "લુસીલ" ઘોડાને રાખવામાં આવ્યો હતો, તે છુટો કરી ખુલ્લી લાઇનના ઘોળાવપર હડસેલી દેતાં તેણી જોય છે; અને પોતાના આ કીંમતી ઘોડાને બચાવવા મારતી મોટોરે નીકળી જાય છે; અને કટોકટ વખતે એક હાથી, આ દબ્બો અટકાવી આવતી સરકસ ટરેનને થોભાવી તેણી ઘોડાને બચાવી લેય છે.

ઘોડાને બાતલ કરવાની પોતાની સઘળી યોજનામાં નીશ્ફલ ગયલી મીસીસ લુંડ જોકીને મેળવી લેવાનું કહે છે; મગર આ જોકી પેગને પુર વફાદાર હોવાથી તેઓનું કંઈ વલતું નથી-જેથી આયંદે આ બદમાશો છેલ્લે પાટલે બેસી જોકીને માર મારી અફારી નાંખી તદન અશક્ત કરી મેલે. છે

આ. ચ્હાલું પાછલના ભાગમાં ઘુમાઘુમ બની જાય છે, જ્યારે આગળ તો રેસ ને લગતી સઘળી ગરબડસરસી તેના પુર બહારમાં ધમધમી રહેલી જણાય છે. પેગના ઘોડા 'લુસીલ'ઓએ નીરાંત થયલી હોવાથી મીસીસ લુંડ તેની ઘીરૂધ મોટી 'બેટીગ' લઇ પોતાના મલત્યાઓને પણ તેમ કરવાં જણાવે છે. સરતની સઘળી તઈયારીઓ થઇ રહે છે—અને ઘોડાઓ બાહેર નીકળે છે—જેમાં પોતાંનો "લુસીલ" ઘોડા ને જોઇ પેગ પોતે દોડી જાય છે, જે જોતાં મીસીસ લુંડના ગભરાટનો પાર રહેતો નથી; પોતાના જોકીને લાઇલાજ પડેલો જોઇ પેગ પોતે ઘોડા દોડાવવાનો ઠરાવ કરે છે—તે મુજબ તેણી ઉતરે છે, અને સરતમાં પોતાના ઘોડાને પહેલે લઇ આવે છે. ખુનપર ચહડેલા બદમાશો, એક વાર ફરીને પેગને ઉઠાવી જાય છે, જ્યારે ડોο લુંડ (નાનો) તેણીની મદદે દોડે છે.

---

## ભાગ ૨૧ મો.

### મીસીસ લુંડનો મીજાજ! સરકસના સુંદર દેખાવો—હાથની કસરત! પેગ મારકસની ગોળીથી ઘાયલ!—હાથીથી તેણીનો બચાવ! મગર પેણુસાંથી ચુલામાં!

ડોο લુંડ (નાનો) મારકસના હાથમાંથી મહા મુશીબતે પેગનો બચાવ કરે છે;—અને આમનસામનની અચ્છાઅચ્છી ધમાધમી બાદ પેગને લઇ પસાર થઈ જાય છે; હાડમાર હયરાન થયલો હારેલો મારકસ—પોતાની આ હારની ખબરથી મીસીસ લુંડને વાકેફ કરે છે—જે સાંભળતાં એક વીહામણ વાણુની અદાથીજ મીસીસ લુંડ મારકસનાં આંગપર ધસે છે; અને કોઇબી રીતે પેગને મારી નાખવાનું કહે છે.

આ અરસામાં ડૉ૰ લુંડ (નાનો) આવી લાગે છે–અને મોરકસ તથા તેનાં તેવાજ ગલાફાંસુ બેઠાવ્યોને ત્યાં મોઈ દમ બરાવી હાંકી કહાડતાં જો બીજી વખત તેઓ ત્યાં જણાય તો પોલીસના હાથમાં આપવાની ધમકી આપે છે; અને આ લુચ્ચાઓ માટે પોતાની માતાને સવાલ કરતાં–તેણી તેઓને ઓળખતી નહીં હોવાનું કહે છે.

ડૉ૰ લુંડ (નાનો) પોતે મેળવેલું પેગનું કાગળ તેણીને આપવા આવે છે; મગર એ અરસામાં, તંબુની બાહાર કેટલાક બદમાશોને મસલત કરતા સાંભલી ગભરાયલી પેગ–મજકુર કાગળ–ફ્લીપ એકલો હોય તે વખતે તેને આપવાનું ડૉ૰ લુંડને કહે છે; ડૉ૰ લુંડ બાહેર બદમાશોને જોઇ તેઓ સાથની મારામારી બાદ તેઓ હાંકી કહાડે છે.

અત્રે સરકસના અતી જોવા લાયક દેખાવો નજર આવે છે; અને માણસને હાથનો માર ખાતાં–સરકસના હાથીને પેગ બચાવી લેય છે–જે ઉપકારના બદલામાં હાથી તેણીને કેમ બચાવે છે તે આપણે આગળ જોઇશું.

લુચ્ચાઓ હવે "સાયલનસર" વાપરી, પેગ તરફ પીસ્તોલ ફોડે છે; સરકસમાં ભાગ ભજવતી પેગ ઘોડા પરથી પડી જાય છે; એટલામાં હાથી છુટી જાય છે–અને ગડબડ સડબડનો લાભ લઈ, પડી ગયલી પેગને–લુચ્ચાઓ ઉંચકી જવા આવે છે, મગર તે આગમજ છુટેલો હાથી તેણીને પુર સંભાળથી ઉંચકી લઈ જાય છે.

## ભાગ ૨૨ મો.

**પેગ ચાંચ્યાઓનાં વાહણુપર કેદ !—તેણીનો નવો મદદગાર ! પેગના કબજા માટે ચાંચ્યાઓની સોરતી ! ચાલતી બોટપર લુંડનું ચહડવું !—ચાંચ્યાઓ સાથની જાનજોખમાવનારી લડાઇ !**

સરકસમાં અતી મોટો ગભરાટ મચી રહે છે; જ્યારે પેલો હાથી—પેગને લાકડાંની વખાર જેવી જગ્યાએ સલામત મુકી આગલ નીકલી જાય છે; બે બલતાજ ચાંચ્યાઓની, આ ખુબસુરત ઓરતને એકલી નીરાધાર પડેલી જોઇ—નજર બગડે છે, અને તેઓ પેગને ઉંચકી જવા આવે છે; પેગ જીવપર આવી આ નવી આફતની સામે થાય છે; એટલામાં કોઈક બીજો અસામી પેગની મદદે આવે છે—મગર તેને અફાડી નાખી આ લુચ્ચા ચાંચ્યાઓ પેગને પોતાના વહાણુપર લઈ જાય છે.

પેગની મદદે ગયલો પેલો સખસ સરકસવાલાઓને આ બનાવથી વાકેફ કરે છે—અને તેને લઈ ડો૦ લુંડ પવનવેગે પેગના બચાવમાં ધસી જઇ—તેણીને લઇ નીકલી જતી બોટની પાછલ, પોતે પણ બીજી બોટમાં નીકલે છે; પેલી તરફ પેગનો કબજો મેળવવા માટે સઘલા ચાંચ્યાઓ—આપસ આપસમાં સોરતી નાંખે છે; જેટલાં પેગ ત્યાંથી છટકી બીજા ઓરડામાં જઈ ભરાય છે.

સોરતીમાં જીતેલો એક ચાંચ્યો પેગ આગળ જાય છે; મગર પેગ આ બુરા બદમાશને—પોતાના જાનની કશી પણ પરવાહ કર્યા વગર—બહુજ સખત ઝપાઝપી સહીત દુરનો

દુરજ રાખે છે; એટલામાં બીજી બોટમાં પાછળ લાગેલો ડો૦ લુંડ ચાલતાં વહાણે ચઢુડી આવી કટોકટ વખતે પેગની મદદે આવી લાગે છે; પેગનો નવો મદદગાર સઘ લાંઓને પોતાની પીસટોલની અણીપર રાખે છે; અને પોતે જે લોંચમાં બેસીને આવ્યો હતો-તેને ચાંચ્યાઓનાં આ વહાણુ સાથ બાંધેલી ન હોવે તે છુટી પડી આગળ નીકળી જાય છે, જેથી લુંડ અને પેગ તે વાહણુપરજ અટકી પડે છે; ચાંચ્યાઓ પેલાના આંગપર ધસી તેને અફાડી નાંખેછે.

---

## ભાગ ૨૩ મો.

પેગ અને લુંડ ચાંચ્યાઓના હાથપર લાઇલાજ! એકવાર વધુ ફરેલી બાજી! અને ત્રણે જણુનો બચાવ! લુંડ ફલીપને કાગળ આપે છે! ફલીપને અકસમાત— નોકરી જવાની ધાસ્તી! મગર ફલીપનો પાટ પેગ કરે છે!

આ કીસમે બાજી ફરી જવે પેગ તથા લુંડ આ ચાંચ્યાઓના હાથપર લાઇલાજ થઈ જવાની ધાસ્તીમાં આવી પડે છે, તેટલાં પેગનો નવો મદદગાર—જે બેસુદ્ધ થઇ તુટી પડયો હતો, તે જલદી સુદ્ધીમાં આવવે પીસતોલ ઉંચકી પાછા આ સઘલા બદમાશોના હાથ તાબેદારીમાં ઊંચકાવે છે-અને એ બાદ છાતી ધડકાવનારા દેખાવો સહીત આ ત્રણે જણા પાણીમાં કુદી પડી-દુર નીકલી ગવલાં સ્ટીમ લોંચ પકડી તેમાં બેસા કીનારે આવે છે-અને ફલીપ તથા સઘલાંઓની ખુશાલી વચ્ચે પેગ-સરકસમાં પાછીજઈ મલે છે.

લુંઠ હવે પોતાના કબજા માંહેલું પેગનું પેહલું યાદગાર કાગળ ફલીપને સ્વાધીન કરે છે-જેમ કરતાં માર્કસ અને તેના મદદગારો તંબુની બાહેરથી જોય છે. અત્રે એક કમનસીબ બનાવ બને છે, અને ફલીપનાં પગમાં લાગવે તે પોતાનો સરકસ માંહેલો ભાગ બજાવવા અશકત થઈ પડે છે; આઈતી ઘડીએ આ કીસમે રખડી જવા માટે સરકસના મેનેજરના ગુસ્સાનો પાર રહેતો નથી! ગમે થાય મગર પોતાનો પાર્ટ કરવાનું—નહીં તો બીજે દીનથી નોકરી પરથી ટીનપાટ મલવાનું કહે છે; ફલીપનો નીરાસીનો પાર રહેતો નથી; મગર, પેગ તેને દીલાસો આપી, તેનો પાર્ટ કરવાનું કહે છે; અને અત્રે ધીંગીના ભાગમાં પેગની અચ્છી કમાલયત રજુ થાય છે; બાહેર લુચ્ચાઓ ફલીપને ખેલ પછી ઉંચકી જવાનું ઠેડાવે છે.



## ભાગ ૨૪ મો.

### બદમાશોની ગોલીનો એક નીરદોષ ભોગ! પેગને ફીકરૂં! પેગ ખીણમાં કુદકો મારે છે! લુંડ તથા પેગની જીંદગી સાબુટ જોખમમાં!!

પેગને ફલીપ સમજી મારકસ અને તેના મલતાઓ તેણીને એક ખાલી ઘરમાં ઉંચકી લઇ જાય છે જયાં તેણીનો સહાનો મદદગાર લુંડ પણ આવી લાગે છે-મગર બદમાશો તરફના એકજ સાબુટ ફટકાએ તે પછડાઇ પડે છેઃ—

તેઓ હવે પેગને ઓળખે છે; અને તેણીનો રસ્તો કહી નાખવા પીસટોલ છોડે છે-મગર આ આગલ પેગ

સો બારીને રસ્તે પસાર થઈ ગયલી હોવે, આ મકાનનો માલેક પોતે બદમાશોની ગોળીનો ભોગ થઇ પડે છે; આથી તેઓ ડો૦ હુંડને મજબુટ બાંધી પસાર થઇ જાય છે.

નાહુસતી પેગને તેણીની જન્મ કમનસીબી નડે છે; અને તેણીનાં ફીફરાંનો વખત-બાર વાગેનો હોવે-આ સુંદરી ફીફરાંની તાણમાં એક વીફાલ વાઘણ સમાન ફુંફારા મારતી થઇ જાય છે; પેગને નાહુસતી જોઈ તેણીની પુઠે પડેલા લુચ્ચાઓ પણ તેણીને આ કીસમે દીવાની બનેલી જોઇ ઠઠરી જાય છે; આગલ વધતી પેગ એક જબરદસ્ત ઉંડી ખાહીને મથાલે આવી લાગે છે; અને જુમમાંને જુમમાં અસાધારણ ઉંચાઇથી નીચે ખીણમાં ટુટી પડે છે.

પેલી તરફ સુધ્ધીમાં આવેલો ડો૦ હુંડ બારીના કાચ વતી પોતાના હાથપર બાંધેલું દોરડું કાપી છુટો થાય છે. દુરથી તે પેગને ખીણમાં ટુટી પડતી જોય છે; અને તેણીને મદદ આપવા તેણીના પુઠે તે પણ ખાહીમાં ઉતરે છે.

એટલાંમાં ઉપર બદમાશો આવી લાગી આ બંને જણાં ચટને પટ મરી જાય એમ હોવે-આવું સાદું સહેલું મોત તેઓને આપવાનું આ લોહીના તરસ્યા ખુની બદમાસોને ગમતું નથી.

નીચે હુંડ પેગને લઈ દોરડાંની મદદે ઉપર ચહડે છે જ્યારે ઉપર બદમાશો આ દોરડું કાપી નાખવા વહેતી છુરી બાહેર કાહડે છે!

આ પરવરદેગાર! આ દોરડું કાપતાં આ બુરા બદમાશોને અટકાવી-હુંડ તથા પેગને બચાવનાર કોણ હતું! શું

આ વખતે આપણી લાડકવાઇ પેગ અને લુંડનું મોહત નહીં ન હતું ? કોણ જાણે ! આવતા હપતામાં જોઇયે ત્યારે જણાય !! અને તેટલો તપકીરનો સહરૂકો ભરીને દમ મારવા સીવાય છુટકોજ નથી !!

---

## ભાગ ૨૫ મો.

### મારકસની હાર—મીસીસ લુંડની ગાર—અને ડો૦ લુંડ (નાના) નો બદમાશોને માર ! ડો૦ લુંડ (વડા) બીમાર ! કેદ પડેલા લુંડને દાસીનો આધાર !!

આ સુંદર સીરયલના છેલ્લા હપતામાં, બદમાશોને દોરડું કાપી નાખી આ બંનેના જાન લેવા માટે છરી ઉગામતા આપણે જોગા છે ! મગર નહીં ! તેણીની તજવીજમાં નીકલેલાં, સરકસનાં સઘલાં ખેલાડીઓ અત્રે આવી લાગી બદમાશોને નહસાડી કટોકટ વખતે આ બંનેની જીંદગી બચાવી લેય છે.

સરકસમાં પાછી ફરેલી પેગ, એક પેટી મધે બદમાશોને ભરાતાં જોય છે; અને તેણી ફલીપ તથા ડો૦ લુંડ (નાના) સાથે કાગલને લગતી ભલતી ભલતી વાતો કરી લુચ્ચાઓને ખોટે રસ્તે દોરવાની યોજના રચે છે; ફલીપ હવે પોતાનો પાર્ટ કરે છે; જયારે પેગ પેલા લુચ્ચાઓને બાહર કહડાવે છે;

મારકસ પોતાની હારનો રીપોર્ટ મીસીસ લુંડને પોંહચાડવા આવે છે; જેટલાં ડૉ૰ લુડ (નાનો) આવી લાગી આ બદમાશોને, પોતાની મુકઠીનો ગરમાગરમ સવાદ ચખાડે છે. મગર લુચ્ચાઓ આખરે લુંડપર ફાવી જઈ તેને સ્ટોર રૂમમાં કેદ કરી જાય છે; જયાંથી મીસીસ લુંડની ખુબસુરત દાસી પોતાના આ જવાન શેઠને બહુજ જોવાજોગ રીતે છોડવે છે. આ તરફ ડૉ૰ લુડ (વડો) મરણતોલ બીમાર પડેલો જણાય છે.

---

## ભાગ ૨૬ મો.

ધોંગીનો વેશ લઈ—ચાલતા સરકસમાંથી બદમાશો પેગને ઉઠાની જાય છે। પેગપર ગોલા છોડવાનો સેટનો હુકમ!

બદમાશોની ગોલાથી લુંડ ઘાયલ !

પેગની પુઠે પડેલા બદમાશો કેઈ બી સુરતે તેણીને ઉંચકી જવાનો હુવે, દાંત પીસી ઠેડવ કરે છે; અને ધોંગીનો વેશ લઇ પાર્ટ કરતી પેગને, ખુદ સરકસની 'રીંગ' માંથી ઉંચકી જવાનો હીંમત ભર્યો પ્લાન રચે છે; અને તે મુજબ ચાલતા સરકસે મારકસ પોતાના બદમાશ ગોઠયાઓની મદદ સહીત પેગને ઉઠાવી જાય છે; તમાશબીનો તો આ સઘળું સરકસના પાર્ટને લગતુંજ બનતું ધારે છે ખુદ સરકસવાલા સઘળા પણ પહેલાં બે પળ ગાફેલ બનવા બાદ તેણીને ઉંચકી જનારાઓની પુઠે પડે છે.

પેલી તરફ દાસીની મદદથી છુટેલો ડા૦ લુંડ (નાનો) મીસીસ લુંડની મોટોરમાં બેસી નીકળી જાય છે, જ્યારે ખુનપર ચહડેલી મીસીસ લુંડ ગરીબ બાપડી દાસીનો એયા ટોટોજ ભચડી પીસી નાંખે છે. બદમાશ મારકસ પેગને એક ઠેકાણે લઈ જઈ તેણીપર બે લુચ્ચાઓની ચોકી મેલતાં તેણી જો જરાક બી નાહુસવાની કોશેશ કરે તો ગોળી છોડવાનું કહે છે, પેગ દુરથી ડા૦ લુંડને મોટોરમાં આવતો જોય છે-અને તેનું ધ્યાન ખેંચવા માટે તેણી નાહુસી જવાનો ઘોંઝ કરતાં-લુચ્ચો ગોળી છોડે છે, પીસ્તોલના આ અવાજપર લુંડ યાહોમ ધસ્યો આવે છે-અને એક જણને અફાડી નાખી તેને કપડાં પેહડી અંદર દાખલ થાય છે. મગર તેટલા લુચ્ચાં તરફની એક ગોળીથી તે જખમી થઈ પડે છે.

---

## ભાગ ૨૭મો.

**મીસીસ લુંડ પોતાના ધણીને ઝેર આપે છે! ડા૦ લુંડ (મોટા) નું મરણ! મીસીસ લુંડ અને બદમાશો વચ્ચેની વાતચીત! પેગ પોતે કોણની બેટી હતી-તેથી વાકેફ થાય છે!**

અત્રે સરકસવાળાઓ આવી લાગે છે; અને પેગ પુર પીરજથી ડા૦ લુંડ સેહજ સાહજ જખમી થયલો હતો એમ જોય છે; અને ખરાં જીગરથી ખુશ થાય છે.

આ તરફ ડૉ૦ લુંડ (મોટા) ના દીવસ ભરાઇ ગયલા માલમ પડે છે; અને પોતાની જીંદગીના બાકી રહેલા કલાકો આંગલીપર ગણતો આ ડોકરો, પોતાના બીછાણાંપર તાસ્ક- વીસ કરતો પડેલો જણાય છે; જેટલાં તેવણનાં વ્હાલાં અને નેકનામ ધણીયાંણી દવા પાવા આવે છે; પોતાની આ ધણીયાં- ણીની સઘલી નેકી ખુબીથી માહેતગાર બુઢ્ઢો લુંડ હાઇકિ- શકની નજરથી આ દવા કાહડતી ઔરત તરફ જોય છે; અને તેનાં ધારવા મુજબ તે પોતાની બઈરીને પોતાની દવામાં ઝેર ઘોલતી જોય છે! આહ! આ છેલ્લો ફટકો તેને માટે જીવલેણ થઈ પડે છે; અને ઝેરથી તો નહીં—મગર આ બદમાશીના આચકાથીજ તે આ ફાંની જહાંનથી કુચ કરી જાય છે.

ડૉ૦ લુંડ ( નાનો ) તથા પેગ અને સઘળાંઓ આ મરણની ખબર સાંભલી દીલગીર થાય છે; સેજહો કરવા ગયલી પેગ લુચ્ચાઓને આવતાં જોઇ છુપાઈ જાય છે; મીસીસ લુંડ પોતાના બદમાશ ગોઠયાઓને પેગનો સદંતર રસ્તો કરી નાખવાની એકદમ તાકીદ કરતાં પેગ, ડૉ૦ લુંડ (મોટા) ની હકદાર બેટી હતી એમ જણાવે છે; છુપાયલી પેગ આ સઘલું બરાબર સમજી આતી અજબ થાય છે.

---

## ભાગ ૨૮ મો.

**સરકસનો સઘળો કારભાર મારકસના હાથમાં! મારકસ ફલીપની પેટીમાંથી કાગલ કાહડી જાય છે! કાગલ ખરૂં ગયું કે ખોટું ? પેગને ફીકરૂં ! પેગનો ફલીપપર હુમલો !**

પેગ સરકસમાં આવી લાગે છે; જ્યારે મીસીસ હુડ સરકસમાં આવી, સરકસને લગતો સઘલો કારભાર હવે પછી મારકસ કરશે એમ સઘળાંઓ આગલ જાહેર કરે છે; અને જોઈ લ્યો હવે મારકસનું અકરીકટપણું ! તે તો ગોચા ધરચો ધરાયલો જણાતો નથી; અને આપણી પેગ સાથ તેને અચ્છી મારામારી થાય છે.

અત્રે સરકસ ચાલુ જણાય છે; જ્યાં તરેહવાર અફલાતુન કસરતો થતી નજર આવે છે; આ તરફ જ્યારે કસરતને લગતી મજાહ ધમધમી રહે છે; ત્યારે પેલી તરફ મારકસ, ફલીપની પેટીમાં પેલું કાગલ શોધે છે; અને આખરે તે મેળવવા પામે છે; શું મારકસ આ ખરૂં કાગલ લઇ ગયો હતો? જરા ધીરા પડોજી !!

પેગ સરકસમાં ઘોડાપર કસરત કરતી જણાય છે; જેટલાં તેણીને ફીકરૂ થઈ આવે છે; એક ડાકણની માફક જોરમાં આવેલી પેગ સઘળાંપર હુમલો કરે છે; હજારો તમાશબીનોની નાહસાનાસના અતી જોવા લાયક દેખાવો અત્રે

નજરે પડે છે, પેગતો આજે અહીં તહીંને સઘળે હુમલો કરતીજ રહી, જે સપાટામાં આવ્યું તેને પીંખી નાંખે છે; એટલામાં ફલીપ તેણીની આગલ આવે છે; મગર આજે તો ગરીબ બાપડો ફલીપ પણ એ દીવાની બનેલી પેગની ચુંગાલમાં સપડાઇ તદન અધમુવા જેવો થઇ જાય છે.

---

## ભાગ ૨૯ મો.

પેગ મરકસના હાથપર કેદ ! પેગની મદદે લુંડ મારકસ ગોલીથી બેજાન ! બંને બુરા મુવા ! ભયંકર આગ !

અફડાતફડી બાદ એક ઠેકાણે બેસુદ્ધ પડેલી પેગને, મારકસ તથા તેના બદમાશ મદદગારો જોય છે; અને આ સોના મોહર જેવી ટકને ન ખોહતાં, તેઓ આ પેટ્ટીને ઉઠાવી લઈ જઈ, ડો૦ લુંડ (મોટાં)નાં મરણથી ખાલી પડેલી મારકસને લગતી લોકલ ઓફીસમાં કેદ કરે છે; અને મારકસ પોતે ચોરેલું કાગલ મીસીસ લુંડને આપવા જઈ-પેગને લગતી બીનાથી તેણીને વાકેફ કરે છે; ડો૦ લુંડ નાનો પોતાની માતા સાથ વાતચીત કરવા આ બદમાસને સાંભલી તુરતા તુરત પેગની મદદે દોડે છે, જયાં જાન જોખમમાં નાખનારી મારામારી ડો૦ લુંડ અને બદમાશો વચે થાય

છે, લુંડને મારવા જતાં મારકસને પોતાને ગોળી લાગે છે; 'ઈલેકટ્રીક વાયરો' સળગી ઉઠે છે; અને એક અતી ભયંકર આગમાં આખું મકાન સપડાઈ જાય છે; લુંડ માહા મહેનતે અને જાનના જોખમે પેગને બચાવી જવામાં ફતેહ પામે છે; જ્યારે મારકસ અને તેનો બદમાશ ગોઠયો કુતરાંને મોતે મરી માર્ગે લાગી જાય છે.

---

## ભાગ ૩૦ મો.

### પેગનાં ફીકરાં માટે ડાૅ૦ લુંડ તરફથી પેગપર ઓપરેશન ફીકરૂં ખલાસ! વીલ વંચાય છે! આખરે

### હકદારનો મળતો હક—અને સુખી સેવટ!!

પેગને સદા ફીકરૂં થયા કરતું હોવે, ડાૅ૦ લુંડ (નાનો) હવે તેણીપર ઓપરેશન કરે છે; અને અત્ર ખુબસુરત પેગનું આખું હાડપાંજર 'એક્ષરે'ની મદદથી ડાૅ૦ લુંડ જોય છે; જે સઘળું અત્રે સ્ક્રીન થાય છે,

પેલી તરફ ત્રણ વાગે ડાૅ૦ લુંડ (મોટા)નાં વીલ વંચાવાને લગતી સઘળી તઇયારીઓ જણાય છે; વકીલો પણ, મુકરર ટાઇમને માટે ઓટી થતા માલમ પડે છે, બાણુમા

ૐ

પાંચ ઓછીએ ફ્લીપ આવી—આગલથી કેમ વીલ વાંચો છો : એમ હાટી કરી જાય છે, પેગનું કાગલ તો પોતાના કબજામાં હતું એવી મુશત કીપર મુશતાક મીસીસ લુંડ ફ્લીપની આ ચાલ માટે ઘણી અજબ થાય છે.

બરાબર ત્રણને ટકોરે પેગ ડો૦ લુંડ (નાના) સાથે ત્યાં આવી લાગે છે; મીસીસ લુંડ પેગનો દાવો નામંજુર કરતાં પેતે ચોરાવી મંગાવેલું કાગલ રજુ કરે છે; ફ્લીપ તે કાગલ ખોટું હતું, એમ જણાવી ખરૂં અને

## પેગને હકદારં પોકારતું

કાગલ રજુ કરે છે; વકીલો દાવો કબુલ રાખે છે, જ્યારે મીસીસ લુંડ જંખવાણી પડી જાય છે; સેવટે સઘલા ખુલાસાઓ સાથ અરસપરસની માફીઓ અપાય છે; અને ડો૦ લુડ તથા પેગનાં લગનની ખુશી ખુરરમી સહીત આ

## સીરયલોમાં સર્વોપરી સીરયલ

ની આખરી આવે છે.

ચાલો સાહેબો, હવે સા—હે—બ—જી!!



# દાંતનું સસતું દવાખાનુ.



દાંતના આખાં ચોકઠાં તેમજ છુટા દાંત ટુંક મુદતમાં, સુશોભીત અને ટકાઉ બનાવી ફીટ કરી આપવામાં આવે છે, દાંત ઉપર ચહડી ગયલી પથરી દેનટલ ઈનજીનથી વગર તકલીફે સાફ કરી આપવામાં આવે છે. વગર દરદે દાંત પાડવામાં આવે છે, દાંત અથવા દાઢમાં પડેલા ખાડા, મશાલો, શોનું અથવા રૂપાથી પુરી આપવામાં આવે છે તથા દાંતના દરદનો ખાત્રીપુર્વક ઇલાજ કરવામાં આવે છે અમારૂ દંત મંજન જે દરેક અંગ્રેજી દવાના મીશ્રાણુથી બનાવેલું છે અને વાપરવાથી દાંત સાફ રહી પેઢાંને મજબુત કરે છે. દાંતપર પથરી ચહડતી અટકાવે છે તથા મોઢાંમાં આવતી બદબો દુર કરે છે. એક વખત વાપરવાથી તેની અસર માલુમ પડશે. કીંમત ડબા ૧,ના રૂ. ૦ા તથા શીશી એકની કીંમત આના બાર.

દાંતના ડાકટર શોહરાબ જે. મેવાવાલા.

ઠેકાણું—બેરાં છોકરાંની ઈસ્પીતાલ સામે

બાવાતળાવ—સુરત.

# તૈયબભાઈ પીરમોહમદ ચશમાવાળા.

ઠે૦ ભાગાતળાવ રોડ–**સુરત.**

સર્વ જાતના પથ્થર (પેબલ) ના ચશમા અને તેની દરેક જાતની ફ્રેમો કીફાયત ભાવે વેચનાર.

હમારે ત્યાં થંડા સફેદ તથા બધા રંગના તેમજ દુર અને નજીકના તથા એકજ ચશમાથી દુર અને નજીક દેખાય તેવા (બાઇફોકલ) કટક.ના તથા અખંડ કાચના ચસ્મા અને તેની દરેક જાતની ફ્રેમો તેમજ બધી જાતના કેસો (ઘરો) તથા આઇગ્લાસ ચેઇન વીગેરે ચશમાને લગતી દરેક ચીજો કીફાયત ભાવે વેચનાર તથા દરેક પરચુરણ સામન વેચનાર.

**બહારગામના ઓર્ડરોપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.**



સુરતમાં
હુશાંસી લવ
— યાને —
મોજીલા
માશુકવાળી
ફીલમમાં
જાણીતો
થયેલો
બદમાસ
**હ્યુગો!**
ડોકટર
( નાનો )
**લુંડ**

---

છપાવી પ્રસિદ્ધ કરનાર—**ફરામજી કાવસજી**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—વીનસ સીનેમા સ્ટેશન રોડ—સુરત

છાપનાર—**પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**

છાપવાનું ઠેકાણું—શા. મુળચંદ અમીચંદના ધી સુરત જૈન એન્જીન
પ્રીન્ટીંગ પ્રેસ, ખપાટીઆ ચકલા—સુરત.